॥ श्री शारदाम्बा विजयतेतराम् ॥

श्रीमद् जगद्गुरु श्री शंकराचार्य

श्री शारदापीठ द्वारका संस्थानाधीश्वर

# श्रीमन् माधवतीर्थस्वामीनो

# कैलासवास.

( સંવત ૧૯૭૨ના ભાદ્રપદ કૃષ્ણ અમાવાસ્યા
તા. ૨૭-૯-૧૯૧૬ સાંજના સાત વાગે. )


રચીને પ્રસિદ્ધ કરનાર

ગુરૂપાદારવિન્દાનુરાગી.

બુલાખીરામ રણછોડ પંડ્યા.

મું. ડાકોર.



પ્રથમાવૃત્તિ. પ્રત. ૧૦૦૦

અમદાવાદ શાહપુર વનમાળીવાંકાની પોળમાં હરિભાઇ
દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

સંવત્ ૧૯૭૨. સન્ ૧૯૧૬.

કીંમત અમુલ્ય.

# લેખકના બે બોલ.



જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય ભગવાને આજથી બેહજાર વર્ષ પૂર્વે ભારતવર્ષમાં પ્રકટ થઇ સનાતન ધર્મનો ઉદ્ધાર કરવા પોતાના અલ્પ આયુષ્યમાં જે અથાગ પરિશ્રમ લીધો છે તેની સાક્ષી ઇતિહાસ પૂરે છે. આપણે સર્વે સનાતન ધર્માનુયાયીજનો અદ્યાપી તેમના મહાન્ ઉપકાર નીચે છીએ. ભગવાન્ શંકરાચાર્યે સમસ્ત ભારત વર્ષમાં સંચાર કરી પોતાના અપ્રતીમ ઉપદેશથી આપણા પૂર્વજોને પોતાના ધર્મનું ખરૂં સ્વરૂપ બતાવી આપ્યું હતું. સનાતન ધર્મનો ત્યાગ કરી વિધર્મી થયેલા અસંખ્ય આર્યજનોને ઉદ્ધાર્યા. તે સમયના મોટા મોટા પંડિતોની સાથે શાસ્ત્રાર્થ કરી તેને સાચા સિદ્ધાન્તો બતાવ્યા. અને ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, તથા ગીતાજી વિગેરે સનાતન ધર્મના પ્રાચીન ગ્રંથોમાં સમાયલાં ગૂઢ રહસ્યો પ્રકટ કરવા તે તે ગ્રંથોનાં ભાષ્ય રચ્યાં.

આવો અદ્ભુત પુરૂષાર્થ કરી તેઓ બેસી રહ્યા નહિં, પરંતુ સત્ય સનાતન ધર્મની રક્ષા કરવા ભારતવર્ષની ચારે દિશાએ ચાર મઠોની સ્થાપના કરી પોતાના ચાર શિષ્યોને ત્યાં આચાર્ય નીમ્યા. ઉક્ત મઠોના આચાર્યોની પરંપરા મહા સમર્થ મહાત્માઓથી અદ્યાપી પર્યન્ત અસ્ખલિત ચાલી આવી છે એ પણ શ્રીશંકરાચાર્ય ભગવાનનો અદ્ભુત ચમત્કારજ છે.

આપણા સમયમાં શ્રીદ્વારકાના શારદાપીઠની ગાદી ઉપર શ્રીરાજ-રાજેશ્વર તથા શ્રીમન્માધવતીર્થ જેવા સમર્થ પુરૂષો બિરાજેલા આપણે જોયા છે. સનાતન ધર્મનું રક્ષણ કરવાનું કાર્ય આ જમાનામાં કેવું વિકટ છે તે સર્વવિવેકી પુરૂષો જાણી શકે છે. એક સનાતન ધર્મના કેટલા સંપ્રદાયો, કેટલા મત મતાન્તરો, હાલમાં હિંદુસ્તાનમાં પ્રવર્તી

રહ્યા છે ? શ્રુતિ સ્મૃતિ પુરાણુ ધર્મશાસ્ત્ર ષડ્દર્શનો વિગેરે વિગેરે સનાતન ધર્મના ગ્રંથોનું યથાર્થ રહસ્ય સમજ્યા સિવાય ખોટો દુરાગ્રહ પકડી બેઠેલા અંધ પરંપરા ચલાવનારા આચાર્યો અને ઉપદેશકો જ્યાં જુઓ ત્યાં કપોલ કલ્પિત મત મતાંતરો ચલાવી રહ્યા છે. સંસ્કૃત ભાષાનું અને શાસ્ત્રોનું જેમને કંઇ પણ જ્ઞાન નથી એવા મુગ્ધ જનોમાં અને સ્ત્રીઓમાં આવા આચાર્યો અને ઉપદેશકો પોતાની લીલા સારી રીતે ચલવી શકે એ સ્વાભાવિક છે. બીજી તરફ કેળવાયલો વર્ગ પણ ઘણી વખત સમાજોમાં ફસાઇ જઇ સનાતન ધર્મ પ્રતિ અનાસ્થા રાખતો જાય છે.

આવા વિકટ સમયમાં શ્રીમન્માધવતીર્થ સ્વામીજીએ પોતાની ગુરૂપરંપરાથી ચાલતો આવેલો સિદ્ધાન્ત ટકાવી રાખવા લોકસમૂહને પોતાના ધર્મપ્રતિ આકર્શિત કર્યો. સંપ્રદાયો, પંથો, અને સમાજોની સાથે તેઓએ અત્યંત ઉત્સાહ અને ધૈર્યથી બાથ ભીડી ખરાને ખરૂં અને ખોટાને ખોટું કહેવામાં કોઇની બીક અથવા શરમ ન રાખી. ખંડિત થયેલા સંપ્રદાયોએ તેમના ઉપર ઘણીવાર અત્યાચાર કરવાના પ્રયત્ન કર્યા. પણ ધર્મવીર શ્રીમન્માધવતીર્થ સ્વામીના અથાગ બળ પરાક્રમ અને પુરૂષાર્થની આગળ કોઇ પણ ટકી શક્યા નહીં. આદ્યશંકરાચાર્યે કરેલા દિગ્વિજય પછી બે હજાર વર્ષ લગી પણ શંકરાચાર્યની ગાદી અજીત રહી છે તે નિરંતર તેવીજ રહેશે.

શંકરાચાર્યના તત્વજ્ઞાનના ઉપર હિંદના તત્વવેત્તાઓ મોહિત થાય એમાં તો નવાઇ નથી; પરંતુ યુરોપ અને અમેરિકામાં આ જમાનાના સર્વોત્તમ ગણાતા તત્વવેત્તાઓ મેક્સમૂલર, ડ્યૂસન, શોપેનહોર, થોરો, ઇમર્સન વિગેરે શંકરના તત્વજ્ઞાનનાં એકી અવાજે વખાણ કરે છે. તેજ શંકર ભગવાનની પવિત્ર ગાદીને આપણા જમાનામાં શ્રીમન્માધવતીર્થ સ્વામીજીએ વિભૂષિત કરી છે. ગાદી ઉપર બેઠા પછી એક દિવસ પણ પોતાના દ્વારિકાના સંસ્થાનમાં

તેઓ બેસી રહ્યા નથી. આખા ગુજરાતમાં શહેરે શહેર અને ગામે ગામ સ્વારી મુકામ કરી સત્યજ્ઞાનનો ઉપદેશ ફેલાવ્યો છે, પાઠશાળાઓ સ્થાપી છે. બ્રાહ્મણોની જ્ઞાતીઓમાં પડેલી તકરારોની શાન્તી કરી સંપ કરાવ્યો છે, અને અધર્મી જનોને શાસન કર્યા છે.

આવા પૂર્ણ પ્રતાપી આચાર્ય આપણી આગળથી અદૃશ્ય થઇ પોતાના સ્વરૂપને પામ્યા છે, પરંતુ તેઓ પોતાની પાછળ પોતાનું કીર્તિરૂપી શરીર અનંતકાળ લગી આ ભારતવર્ષમાં કાયમ કરી ગયા છે, દિલગીરી માત્ર આપણા અંતઃકરણમાં એટલીજ થાય છે કે આવા જમાનામાં એમની હજી ઘણી જરૂર હતી, અને તેમણે પોતાનો દેહ વધુ વખત ટકાવી રાખી આરંભેલા કાર્યની પૂર્ણતા થતાં લગી આ જગતમાં રહ્યા હોત તો આપણને ઘણો લાભ થાત; પરંતુ પરમાત્માની ઇચ્છા આગળ ડહાપણ કરવાનો આપણ પામર જનનો શો અધિકાર ?

પ્રિય વાંચક વર્ગ ! હવે આપની આગળ એ સમર્થ આચાર્યના વિરહની કવિતા હું રજુ કરૂંછું. સૂર્યના કિરણોની ગણત્રી કરવી. જેવી રીતે અસંભવિત છે, તેવીજ રીતે ગુરૂશ્રીના ગુણોનું વર્ણન મારા જેવા અલ્પજ્ઞ મનુષ્યે કરેલી કવિતામાં કરવું એ પણ અશક્ય છે. છતાં ગુરૂશ્રીના ઉપદેશ રૂપી અમૃતથી પોષણ પામેલા મારા અંતઃકરણમાં ઉગેલા પ્રેમ તથા ઉત્સાહના અંકુરાની ગતિનું નિવારણ મ્હારાથી થઇ શકતું નથી માટે અંતઃ પ્રેરણાથી હું જે કંઇ લખું છું તે ગુરૂશ્રીના ગુણોને ઉદ્દેશીને લખેલું હોવાથી, કેળની સાથે એરંડો પાણી પીએ એમ મારી શુષ્કવાણીને આપ સ્વીકારી લેશો એવી આશા રાખી પ્રસ્તુત લેખ સમાપ્ત કરૂં છું.

લી.

ગુરૂપદાનુરાગી જનોનો કિંકર

**બુલાખીરામ રણછોડ પંડયા.**

# અર્પણ પત્રિકા.



## શ્રીમાન શેઠ માનજીભાઈ વાલજી.

મુ. મુંબાઈ.

આપ મહારાજશ્રીના અનન્ય ભક્ત છો, અને સદા સર્વદા ધર્મના કાર્યમાં તત્પર રહી આ લોક અને પરલોક સુધારવાનો પ્રયત્ન કરી રહ્યા છો. આપે શ્રીગુરૂદેવનું સમાધી સ્થાન બંધાવવા માટે રૂ. ૩૫૦૦) ની રકમ ધર્માદા આપી સદ્‌ગુરૂશ્રીના પ્રત્યેની આપની પ્રેમની લાગણી જાહેર કરી છે તેથી આ તેઓશ્રીના વિરહની નાનકડી બુક આપનેજ અર્પણ કરૂં છું.

ડંકપુર.
તા. ૪-૧૦-૧૬



લી૦
ગુરૂચરણ વિયોગી-વિપ્ર
**બુલાખીરામ રણછોડ પંડ્યા.**



# શ્રીમદ્ જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય
# શ્રીમન્માધવતીર્થ સ્વામીનો
# કૈલાસવાસ.

દોહરો.

ઓગણીસ બહોતેરનો પૂર્ણ ભાદ્રપદ માસ,
શ્રીમન્ માધવતીર્થનો થયો વાસ કૈલાસ. ૧

શાર્દૂલવિક્રીડિત.

આજે સૂર્ય પ્રકાશ મંદ દિસતો, સ્થંભિ ગતિ વાયુની;
વૃક્ષો ને પશુ પંખિઓ સ્થિર થયાં, નિસ્તેજ લાગે ભૂમિ.
ઘેરાયું નભ શ્યામ વાદળ વડે, ઝાંખી દિશાઓ દિસે;
શ્રીમન માધવતીર્થ સ્વામી વિચર્યા કૈલાસપુરી વિષે. ૨

આજે ભારત વર્ષનો ભભકતો દીવો બુઝાઈ ગયો,
હિંદુ સ્માર્ત પ્રજા તણો દુધવતો રે કેસરી તો ગયો;
સુકાયો અતુલિત જ્ઞાન જલધિ રે ઠામ ખાલી દિસે,
શ્રીમન્ માધવ તીર્થ સ્વામી વિચર્યા કૈલાસપુરી વિષે. ૩

આજે ડંકપુરી વિષે ધરમનો રે સ્થંભ ભાગી પડયો,
તેજે પૂર્ણ પ્રકાશતો દિનમણી રે આજ તો આથમ્યો;
રેલ્યો શોક સમુદ્ર સર્વ જગમાં અશ્રુ તણા વેગથી,
શ્રીમન્ માધવતીર્થ જગ્તગુરૂનો દેહાન્ત થાવા થકી. ૪

## મનહર.

ધરામાંથી ધર્મ તણા સ્થંભ રૂપ સ્વામી ગયા,
ધર્મ તણાં તત્વ હવે કોણ સમજાવશે. ?
આજ તો સુકાયો પરિપૂર્ણ પ્રેમનો પ્રવાહ,
પ્રેમ નિધિ માંહી હવે કોણ નવરાવશે. ?
જ્ઞાનનો પ્રકાશ પાડનાર ગુરૂદેવ ગયા,
કોણ હવે ઉર અંધકારને હઠાવશે. ?
સનાતન ધર્મની ધ્વજાનો ધારનાર જતાં,
ધર્મરૂપ ધ્વજા હવે કોણ ફરકાવશે. ? ૫

વેદના અભેદ દૂર્ગ તણા દૂર્ગપાળ ગયા,
વેદ તણા ભેદ ખોલી કોણરે બતાવશે. ?
ધર્મપીઠ શારદા સંસ્થાનના સુકાની જતાં,
નાવિક બનીને નાવ કોણરે ચલાવશે. ?
ધર્મ ધુરા ધારનાર ધર્મ ધુરંધર ગયા,
ધર્મ તણી ધુંસરીને કોણ હવે ધારશે. ?
જ્ઞાનામૃત પાઇ પોષનાર ગુરૂદેવ ગયા,
જ્ઞાનામૃત પાન હવે કોણરે કરાવશે. ? ૬

## હરિગીત.

આજે સરવના અંતરે શોકાંકુરો સંતાપતાં,
વિયોગ વન્હિ જ્વાળથી અંતર સરવનાં દાઝતાં;
આનંદનો અબ્ધિ સરવનો આજ સુકાઇ ગયો,
વૈદિક સનાતન ધર્મનો રવિરાજ અસ્ત થઇ ગયો. ૭

મુખ કંજ કરમાઇ ગયાં દેખી દશા રવિરાજની,
વાદળ છવાયું શોકનું અશ્રુ તણી સરિતા વહી;
પામ્યાં પીડા નરનારીઓ દુઃખમાં સમાજ ડૂબી ગયો,
રે! રે! સનાતન ધર્મનો રવિરાજ અસ્ત થઇ ગયો. ૮

ગીર્વાણનો જ્ઞાતા ગયો દાતા ગયો શુભ જ્ઞાનનો,
સદ્ધર્મનો ધાતા ગયો, ત્રાતા ગયો ગુણવાનનો;
સહુ વિશ્વનો ખ્યાતા ગયો, પાખંડ સંહર્તા ગયો,
આજે સનાતન ધર્મનો રવિરાજ અસ્ત થઇ ગયો. ૯

## મનહર.

સંભાળીને સાલે સ્નેહ શંભુરૂપ સ્વામી તણો,
માને નહિ મન કેવી રીતથી મનાવવું;
યાદ આવે વાર વાર, સ્વામી તણો શુદ્ધ પ્યાર,
શોક તણું પૂર કેવી રીતથી સમાવવું.
અમૃત સમાન ઉપદેશ તણું પ્રેમપાન,
કરાવેલું કહો કેમ કરીને વિસારવું;
હિંદ તણો મહા મુલ્યવાન મણિ ગુમ થાતાં,
ધૈર્ય ના ધરાય તેને કેમ કરી ધારવું. ૧૦



# મહારાજશ્રીની સ્વારીનું વર્ણન.



## હરિગીત.

સૌ નગ્રનાં નરનાર અંગે રેશમી વસ્ત્રો ધરી,
અવસાન વિધિ અવલોકવા આવ્યાં સરવ ટોળે મળી;
મેળો ભરાયો માનવીનો સ્વામીના આવાસમાં,
છેલ્લી વખત ગુરૂદેવનાં દર્શન તણા ઉલ્લાસમાં. ૧૧

ઘડીઆળ ઝાંઝ પખાજ વાગે શંખ નાદ થઈ રહ્યા,
ત્યાં વેદ મંત્રોચ્ચારથી અભિષેક વિપ્ર કરી રહ્યા;
પદ્માસને ગુરૂદેવ ત્યાં બાજઠ પરે બેઠા હતા,
કરી સુંઢ સરખા હસ્ત બન્ને ઢીંચણે મુકયા હતા. ૧૨

નેત્રો મિચાયેલાં હતાં જાણે બીરાજ્યા ધ્યાનમાં,
પારસ તણી પ્રતિમા સમા શોભી રહ્યા તે સ્થાનમાં;
મળી ચાર વેદ તણા દ્વિજો મુખ વેદમંત્ર ભણી રહ્યા,
ગંગા તણા નિરમળ જળે અભિષેક સર્વ કરી રહ્યા. ૧૩

જ્યમ ગંગધારા હોય સરતી શંભુના શિર ભાગથી,
તે રીત ત્યાં અભિષેકની ધારા ઉતરતી લાગતી;
થાતાં પૂરો અભિષેક વસ્ત્રાભુષણ અંગ ધરાવિયાં,
કસબી પીતામ્બર શાલને શિરબંધ સર્વ સજાવિયાં. ૧૪

હારો સુગંધી પુષ્પના પરિધાન કંઠ વિષે કર્યા,
કરી આરતી ગુરૂદેવને લઇ પાલખી મધ્યે ધર્યા;

ગાજી રહી સઘળી દિશા હર હર તણા જય નાદથી,
વાગ્યાં વિવિધ વાજીંત્ર બંદુકો ફૂટી ચોમેરથી. ૧૫

સૌ વિપ્ર વિંટાઈ વળ્યા લીધી ઉપાડી પાલખી.
હર હર તણા જયઘોષમાં સ્વારી ગુરૂની નીકળી;
બે હારમાં ઉભુ હતું સૌ સૈન્ય ત્યાં પોલીસનું,
નીચાં નમાવી શસ્ત્ર શ્રી ગુરૂદેવને વંદન કર્યું. ૧૬

જાણે સમુદ્ર તણા તરંગે હોય નૌકા ચાલતી,
તે રીત શ્રી ગુરૂદેવની જાતી જણાતી પાલખી;
દેખાય મસ્તક માનવીનાં હાલતાં મોજાં સમાં,
વય વૃદ્ધનાં મસ્તક તહાં ફીણના સમાને દિસતાં. ૧૭

ઉડે અબીલ ગુલાલ ને બહુ પુષ્પની વૃષ્ટિ થતી,
ધીમે ધીમે બહુ ઠાઠથી સ્વારી ગુરૂની ચાલતી;
કરતી ગુરૂનાં ગાન પાછળ ચાલતી સૌ સુંદરી,
ગુરૂદેવને અવલોકવાનો લ્હાવ લેવા સૌ મળી. ૧૮

સુરરાય મેઘાડંબરે નભ માંહી છત્ર ધરી રહ્યા,
શીતળ સુગંધીયુક્ત વાયુ દેવ ચામર ઢોળતો;
જ્યોતી રૂપે અગ્નિ બની છડીદાર આગળ ચાલતો,
ને વરૂણ દેવ ચઢી નભે જળ બીંદુ કૈ વરસાવતો. ૧૯

સુરલોક સર્વ ચઢી વિમાને આવિયા ગુરૂ દર્શને,
ગાન્ધર્વ કિન્નર યુથ શ્રી ગુરૂદેવની સ્તુતી કરે;
નાચે ગગનમાં અપ્સરા ચરણે ઘુઘરીઓ વાગતી,
દેવો વગાડે દુંદુભી સુરપુષ્પની વૃષ્ટિ થતી. ૨૦

આ હર્ષ છે કે શોક છે કશું એ કળાએ ના જરી,
ગુરૂ દેવ નિર્જીવ કે સજીવ છે ના શકાયે તે કળી;
ગુરૂનો વિદેહ થતાં સમાજ દુખાબ્ધિમાં ડુબ્યો હતો,
પણ ઠાઠ સ્વારીનો નિહાળી હર્ષ ઉભરાઇ જતો.

કેં હર્ષ શોક તણા તરંગે ચાલતી સ્વારી જતી,
ગુરૂદેવના પર પળ પળે બહુ પુષ્પની વૃષ્ટિ થતી;
કૈં વેદ મુર્તિ વિપ્ર મંત્રો વેદ ના ઉચ્ચારતા,
વાતાવરણને મંત્રના નાદે પવિત્ર બનાવતા. ૨૨

હર હર તણો જય નાદ સર્વ દિશા વિષે વ્યાપી ગયો,
પૃથ્વિ તણુ પડ ભેદીને પાતાળ મધ્ય ઘુમી રહ્યો;
શરણાઈના સુર વાગતા બહુ શબ્દ થાતા બેન્ડના,
વાગે નગારાં ઢોલ ઝાંઝાં ધ્રુજતી દિસે ધરા. ૨૩

થાયે અગાડી નાદ ડંકાનાં નિશાનો ફરફરે;
પાળક સનાતન ધર્મનો આજે સ્વધામે સંચરે.
જગ મધ્ય ઉજવળ કીર્તિનાં ગુણ ગાન સરવે ગાય છે,
ડંકો વગાડી વિજયનો આરામ લેવા જાય છે. ૨૪

## મનહર.

ઉભાં રહ્યાં માનવી અપાર શેરી–પોળ નાકે,
જ્યાં જુવો ત્યાં માનવીનાં જુથ તો જણાય છે;
બજારના ચોકથી તે સમાધીના સ્થળ સુધી,
મનુષ્યનાં મુખ તણું પૂર ઉભરાય છે.

ગરૂએથી પુષ્પ અને અક્ષતે વધાવે કોઇ,
કોઈ જોડી હસ્ત સ્વામી તણા ગુણ ગાય છે;
કોઇ ગુરૂદેવ પર ગુલાલની વૃષ્ટી કરે,
હર હર નાદ દશે દિશાએથી થાય છે. ૨૫
સ્વારીની પછાડી સર્વ સુંદરીનો સાથ ચાલે,
તે પછાડી અનાજનાં ગાડાં તણી હાર છે;
ગરીબનાં ટોળે ટોળાં લુંટે પણ ખૂટે નહિં,
જાણે કે કુબેર કેરો અખૂટ ભંડાર છે;
તે પછાડી પૈસાને રૂપૈયા તણી થેલીયોને,
મુઠીઓ ભરી ઉછાળનારા તણી હાર છે;
પડી આખડીને લુંટનાર લુંટી જાય લોક,
તે લેવાને સરજેલો જેને અધિકાર છે. ૨૬

## હરિગીત.

એ રીતથી પુર બ્હાર નિકળી સ્વારી શ્રી ગુરૂદેવની,
શોભી સમાધીને સ્થળે થૈ ભીડ ઝાઝી લોકની;
શ્રી ગોમતીના ઘાટના ઉપર ઉતારી પાલખી,
વળતી સમાધી માટ પૃથ્વિ શુદ્ધ વિપ્રોએ કરી. ૨૭
શ્રી ગોમતીને તીર નક્કી સ્થળ પ્રથમ કીધું હતું,
ગત વર્ષમાં ગુરૂએ સમાધી માટ તે લીધું હતું;
કરવા સમાધી આ સ્થળે ઇચ્છા હતી ગુરૂદેવની,
નિજ આત્મબળથી એહ ઇચ્છા આજ સંપૂરણ કરી. ૨૮

આ વર્ષ ચાતુર્માસમાં સ્વારી હતી ઉજ્જેનમાં,
પણ પળ વિચારી તુર્ત આપ પધારિયા ડાકોરમાં;
વદ તેરશે રાત્રી વિષે આવ્યા હતા ઉજ્જેનથી,
વદી અમાંસે સાત વાગે રાત્રિના કાયા તજી. ૨૯

મ્હા પુરૂષનો નિશ્ચય કદાપી અન્યથા થાતો નથી,
કોટી ઉપાય કરે વિધિ પણ ફેરવાતો તે નથી;
ધાર્યું થયું ગુરૂદેવનું નિજ આત્મશક્તિ ના બળે,
પ્રત્યક્ષ પૂરા યોગનો પડછો બતાવ્યો સર્વને. ૩૦

# અંતેષ્ટી ક્રિયા વર્ણન.

## શાર્દૂલવિક્રીડિત વૃત.

પૃથ્વીનું પડ ખોદવા તરત ત્યાં વિપ્રો ઉઠયા સામટા,
લૈ હાથે હથિયાર ભૂમિ ખણવા ત્યાં સર્વ લાગી ગયા;
ખાડો શાસ્ત્ર પ્રમાણ યુક્ત કરિયો શ્રીદંડના માપથી,
છાંટી ગોમરા પંચ ગવ્ય વિધિયે ત્યાં ખાડ શુદ્ધિ કરી. ૩૧

ખોલીને નિજ હૃદયનું પટ ધરા આનંદ દર્શાવતી,
જાણે શ્રી ગુરૂદેવને હૃદયમાં સંતાડવા ઇચ્છતી;
રાતો સૂર્ય નભે થયો કૃશ થઈ દેખાય છે ગોમતી,
રે ! રે ! આજ ભૂગર્ભ માંહિ વસસે સદ્ધર્મની મૂરતી. ૩૨

જાણ્યું સર્વજને હવે સમય રે આવ્યો મહા ત્રાસનો,
હા ! હા ! અસ્ત થશે હવે અવનીના ગર્ભે ગુરૂ દેવનો;
આ કાયા સ્વપ્નાન્તરે ફરી હવે છે દેખવાની નહિં,
વાપ્યો શોક અપાર સર્વ સ્થળમાં અશ્રુ વહ્યાં વેગથી. ૩૩

કીધી પૂર્ણ ક્રીયા પછી સરવ ત્યાં સ્વામી તણા અંગની,
સંસારે ગુણ શેષ માત્ર ગુરૂની કાયા હૃદેમાં રહી;
આ સંસાર અસાર જાણી ગુરૂએ માયા તજી જગતની,
જ્યોતી રૂપ સ્વરૂપ ધારી વિચર્યા કૈલાસપુરી મહી. ૩૪

## ઇષ્ટ પ્રાર્થના.

હે દેવેશ દયાનિધિ જગતના ત્રાતા વિધાતા હરિ,
હે શંભુ સ્તવિયે સદા તન મને પાદારવિન્દે નમી;
આર્યાવર્ત સમસ્તમાં દિનદિને સદ્ધર્મ વૃદ્ધિ થજો,
શ્રીમન્ માધવતીર્થ સ્વામી સરખા આચાર્ય પેદા થજો. ૩૫

